E-JOURNAL (HISTORY)
SINCE 2019
Ansh - Journal Of History
A Peer Reviewed International Refereed Journal
E-ISSN No. 2582 – 046X
International Journal For Research In Applied History
Website : https://ansh.shrihinglajenterprise.co.in/

# ભારતમાં સતીપ્રથા

**Dr. Lalitbhai S. Patel**
Principal;
Shri & Smt. P. K. Kotawala Arts College –Patan
(Department Of History - Associate Professor )
Email ID : drllalitspatel@gmail.com

**સારાંશ**

પ્રાચીન ભારતના સતી પ્રથાનું પ્રમાણ અત્યંત વધુ પ્રમાણમાં જોવા મળતું હતું. આર્યોના સમયથી પ્રચલીત સતીપ્રથાની શરૂઆતથી તેને નાબુદ કરવામા કોણે કોણે ભૂમિકા ભજવી તે પણ પ્રસ્તુત કરેલ છે. આ બદીને દુર કરવામાં કેટલોય સમય વિતી ગયો પણ છેવટે આજ આ પ્રથાનું નામશેષ જ બાકી રહેલ છે. હું શંસોધન પેપરના ભાગરૂપે સતીપ્રથા વિશે માહિતી આપવાનો પ્રયત્ન કરૂ છું.

સતી શબ્દના અર્થ આ પ્રમાણે છે .'સાર્થ' ગુજરાતી જોડણીકોશમાં 'સતી' મૃત પતિ સાથે .પવિત્રતા = સ્ત્રી : હલાયુ .ચિતામાં બળનારી સ્ત્રીદ્ધ કોશમાં 'સતી'= સ્ત્રી : પવિત્રતા, સુચરિતા છેભગવદ્ ગોમંડલમાં સ્ત્રી એટલે ધણીની . સાથે બળી મરનારી સ્ત્રી, જેનામાં સત ચડ્યુ હોય તેવી સ્ત્રી સતીનો અર્થ એક વિધવા સ્ત્રી .કે જે પોતાના મૃત પતિની ચિતા ઉપર બળી મરતી હતીઆ પ્રથા વૈદિક યુગમાં જાણીતી ન હતી ., પરંતુ પાછળથી તે પ્રચલિત થઇ હતી.

આ બાબતથી સ્પષ્ટ થાય છે કે સતીનો શાબ્દીક અર્થ 'અમર' અથવા 'સત્ય પર મક્કમ રહેનારી સ્ત્રી'. જે પતિ-પત્નિના અતૂટ સંબંધની અભિન્નતા સૂચવે છે.

દુર્ગાશંકર શાસ્ત્રી નોંધે છે કે પ્રાચિનતમ આર્યોનાં જુદા-જુદા વંશજોની જુદી-જુદી ભાષાઓમાં જેનો પતિ મરી ગયો હોય એવી સ્ત્રી માટે આ એક જ શબ્દ મળે છે. સંસ્કૃતમાં વિધવા, અંગ્રેજીમાં વિડૉ અને લેટીનમાં 'વિડુઆ' એ ત્રણે શબ્દો મુળ એક શબ્દનાં રૂપો છે.

આ પ્રથાનું પ્રચલન મધ્યકાળ પહેલા ન હતું. હર્ષની માતાનું સ્વયં અગ્નિમાં બળી મરવાનું "હર્ષચરીત"માં મળે છે. રાજ્યશ્રી પણ અગ્નિમાં બળવા તૈયાર થઇ હતી, પણ હર્ષે તેને રોકી હતી. છઠ્ઠી સદીના એક શિલાલેખ પ્રમાણે ભાનુગુપ્તનાં એક સેનાપતિ ગોપરાજની સ્ત્રીનું સતી હોવાનું ઉદાહરણ છે. અલ્બેરૂની લખે છે કે વિધવાઓ કાંતો તપસ્વીનીનું જીવન ગાળે છે, કાંતો બળી મરે છે. બધી વિધવાઓ માટે સતી થવું આવશ્યક ન હતું. અકબરે સતી થવાનો રિવાજ બંધ કરવા પ્રયાસ કર્યો હતો. પૂર્વે અનિચ્છાએ પણ આ રિવાજને લીધે નિર્દોષોને બળાત્કારે સંયુક્ત પ્રાંતમાં ગંગાનદીમાં ડૂબાડી દેવાતી.

આ ઘાતકી રિવાજ બંધ કરવા રાજા રામમોહનરાયે પરિશ્રમ કર્યા અને ઈ.સ.૧૮૨૯માં લોર્ડ વિલિયમ બેંટીકે કાયદા દ્વારા આ રિવાજ બંધ કર્યો.

પૂર્વકાલિન સમયથી ભારતમાં તેમજ વિશ્વના વિવિધ દેશોમાં આ રિવાજ પ્રચલિત હતો. આર્યોમાં આ રિવાજ અસરકારક હોવાના પ્રમાણો છે, પરંતુ વૈદીકયુગમાં આ પ્રથા બંધ થઈ અને પુન: તે શરૂ થઈ હોય તેમ ઋગ્વેદ અને અથર્વવેદના પ્રમાણોથી પ્રતિપાદીત થાય છે. ઋગ્વેદના મતે શબની સાથે સ્ત્રીઓ પણ સ્મશાન જતી. શબને ચિતા ઉપર મુક્યા પછી વિધવાને ઉત્તર દિશામાં બેસાડાતી. ત્યારપછી તેનો દીયર કે ઘરનો ઘરડો દાસ સંબોધતો કે, 'હે નારી ! આ મૃત માણસ પાસે તુ સુતી છે પણ હવે જીવલોક તરફ ચાલ.' અથર્વવેદમાં ઉલ્લેખ છે કે "હે મર્ત્ય, પતિલોકને ઈચ્છનારી આ સ્ત્રી તારા મૃત શરીર પાસે પુરાણા ધર્મને અનુસરી પડેલી છે, તેને તુ પ્રજા અને ધન આપ."

રામાયણમાં પણ આ પ્રથાના ઉલ્લેખ છે. ઉત્તરકાંડના મતે વેદવતી કહે છે કે "મારા પિતાએ વિષ્ણુ સાથે મારા વિવાહની ઈચ્છા કરતાં દૈત્યોના રાજા શંભુ ગુસ્સે થયો અને મારા પતિને મારી નાખ્યા તેથી મહાભાગ માતાએ દુ:ખી થઈ અગ્નિમાં પ્રવેશ કર્યો."

રામાયણમાં વર્ણન છે કે રાજા દશરથને સ્વર્ગસ્થ થયેલા જોઈ કૌશલ્યા વિલાપ કરતી હતી. દશરથના દેહ સાથે સતી બનવાનો નિશ્ચય પ્રકટ કર્યો. જો કે મંત્રીઓએ તેમને દૂર કર્યા હતા. વાલની પત્નિ તારા પણ વ્યાકુળ થઈ તેના મૃતદેહ પર પડી ગઈ. પાછળથી વાનરોએ તેને દૂર હટાવી હતી. મંદોદરી પણ મૂર્છિત થઈ રાવણની છાતી પર પડી હતી. વિભિષણે ખૂબ સમજાવી ત્યારપછી મહાપરાણે તે લંકામાં લઈ ગઈ હતી.

આ ઉદાહરણો દર્શાવે છે કે સતીપ્રથા પ્રાચિનતમ હતી પરંતુ વિધવા સ્ત્રીઓને કેટલીકવાર તેમના સ્વજનો સમજાવી રોકી લેતા હતા.

મહાભારતમાં પણ આ પ્રથાના પ્રમાણો છે. પાંડુને જ્યારે ચિતા પર સૂવડાવવામાં આવ્યા ત્યારે માદ્રી જીવનનો મોહ ત્યજી અગ્નિમાં પ્રવિષ્ઠ થઈ. કીચકને ભીમસેને માર્યો ત્યારે વિરાટે સૈરંધ્રીને કીચક સાથે બળવા દેવાની અનુમતિ આપી હતી. કૃષ્ણનાં પિતા વસુદેવની પાછળ દેવકી, ભદ્રા, રોહિણી તથા મદિરા – એ ચારેય પત્નીઓએ પતિ પાછળ અનુગમન કર્યું હતું. કૃષ્ણની પાછળ તેમની પત્નિઓ સતી થઈ હતી. આથી કહેવાય છે કે મહાભારત સમયે પણ આ પ્રથા પ્રચલિત હતી.

ગ્રીક ઈતિહાસવિદોએ પણ ભારતની સતિપ્રથાના ઉલ્લેખો કર્યા છે. દા.ત. સટ્રેબો કહે છે કે પત્નિઓ આનંદપૂર્વક પોતાના મૃત પતિઓની સાથે બળી મરતી અને જો તેઓ તેનો ઈનકાર કરે તો તેમનો તિરસ્કાર કરાતો.

સૂત્ર સાહિત્ય તથા પુરાણોમાં પણ સતીપ્રથાના વર્ણનો છે. વિષ્ણુધર્મસૂત્ર તેમજ વિષ્ણુપુરાણમાં સતીપ્રથા વિશે માહિતી છે.

સ્મૃતિઓમાં પણ આ પ્રથાનો ઉલ્લેખ છે. દક્ષ (૪.૧૮) તથા વ્યાસ (૨.૫૩) ના વિવરણ મુજબ રાજકુળોની વિધવાઓમાં અન્વારોહણ વ્યવ્હાર પ્રચલિત હતો.

મધ્યયુગના વ્યાખ્યાકાર વિજ્ઞાનેશ્વરે મેધાતિથિનો વિરોધ કરતાં સતીપ્રથાને બધા વર્ણોમાં પ્રચલિત હોવાનું જણાવ્યું છે.

સંસ્કૃત સાહિત્યમાં આ પ્રથાના નોંધપાત્ર ઉલ્લેખો છે. 'કથાસરિતસાગર'માં સતીની માહિતી છે. કવિભાસે 'ઉરુભંગ'માં દુર્યોધનની રાણી ભાનુમતિના અગ્નિપ્રવેશનું વર્ણન છે. કાલિદાસે 'કુમારસંભવ'માં પતિ સાથે અન્વારોહણ કરનારી સ્ત્રીને માન આપવા યોગ્ય ગણી છે. રઘુવંશમાં કુમુદ્વતી તેના પતિ કુશ પાછળ સતી થયાનો ઉલ્લેખ છે. કવિ બાણના મતે હર્ષની માતા યશોમતી સતી થઇ હતી.

પ્રાચિન તથા મધ્યયુગના કેટલાક શીલાલેખોમાં પણ સતીપ્રથાની માહિતી મળે છે. દા.ત. જોધપુરના શિલાલેખોમાં પણ ગોહિલ વંશની બે રાણી સતી થઇ હતી તે ઉલ્લેખ છે.

ઉપરોક્ત માહિતી પરથી કહી શકાય કે તત્કાલીન સમાજમાં સ્ત્રીઓ પોતાના મૃત પતિઓ સાથે ચિતામાં પ્રવેશ કરી સતી થવાનું પસંદ કરતી. આ પ્રથા રાજપરિવારો તથા ધનિકવર્ગમાં વધારે પ્રચલિત હતી. પાછળથી સમાજનાં સામાન્ય વર્ગમાં પ્રચલન થવા લાગ્યું હશે તેમ કહી શકાય.

આ રીતે સતીપ્રથાને અનેક શાસ્ત્રકારોએ આવકારી છે તો મનુ જેવા સ્મૃતિકારો તેમજ સંસ્કૃત સાહિત્યમાં ક્યાંક વિરોધ થયેલો પણ જોવા મળે છે. દા.ત. મનુએ નોંધ્યુ છે કે ઉત્તમ સ્ત્રીએ પોતાના કર્તવ્યનું પાલન કરી દુનિયા ત્યજવી નહી તેમજ બ્રહ્મચર્ય પાળીને રહે તો તેને સ્વર્ગ મળે. કાદમ્બરીમાં કવિ બાણે પણ જણાવ્યુ છે કે સતી બનનારી સ્ત્રી આત્મહત્યા કરે છે અને તેથી તે નરકવાસી બને છે. પ્રાપ્ત પ્રમાણે ઉપરથી જાણવા મળે છે કે આ પ્રથા ઉત્તરવૈદિકકાળમાં એટલી બધી અસરકારક નહી હોય.

મધ્યયુગ દરમિયાન આ પ્રથા પ્રચલિત હોવાનું મનાય છે. નીલકંઠશાસ્ત્રીના મતે ગ્રીક લેખકો દ્વારા નિર્દેશિત સતીપ્રથા ભાગ્યે જ અમલમાં મૂકાતી. ઉચ્ચ લશ્કરી વર્ગે આ પ્રથા સામાન્ય જણાવી પરંતુ જો તેને બાળક હોય તો સતી બનતાં તેને અટકાવવામાં આવતી.

અલ્બેરુનીના મતે મૃત પતિની સ્ત્રીને વિધવા રહેવા અથવા બળી મરવું ફરજીયાત હતું. જીમૂતવાહનના મતે સ્ત્રીને મિલકતમાં હિસ્સો આપવો ન પડે તે માટે પણ તેને સતી કરી દેવાતી.

E-ISSN No. 2 5 8 2 – 0 4 6 X
International Journal For Research In Applied History
Website : https://ansh.shrihinglajenterprise.co.in/

દુર્ગાશંકરશાસ્ત્રીના મતે પાંચમા - છઠ્ઠા સૈકાથી ૧૯મી સદીના પોણા ભાગ સુધી સતીપ્રથા દેશમાં હતી. રાજપૂત જ નહી પણ બ્રાહ્મણ સ્ત્રીઓ પણ સતી થતી અને જે સ્ત્રી સતી થતી તેની પૂજા થતી.

આ રિવાજ અર્વાચિન યુગમાં પણ અસરકારક બનતાં તેને અંકુશમાં લેવા પ્રયાસો થયા. દા.ત. આલ્બુર્કે આ પ્રથા બંધ કરવા પ્રયાસો કર્યા. અકબરે હિંદુસ્ત્રીઓને બળજબરીથી સતી થવાની પ્રથાને નાબૂદ કરવા પ્રયત્ન કર્યા. ઔરંગઝેબે આ પ્રથા પર પ્રતિબંધ મૂકતો આદેશ કર્યો હતો પરંતુ બહુમતીના વિરોધથી તેનો અમલ શક્ય બન્યો ન હતો. મરાઠી સલ્તનતમાં પેશ્વાઓએ પણ આ પ્રથા રોકવા પ્રયાસ કર્યો હતો.

ઉપર્યુક્ત વિવરણથી કહી શકાય કે ભારતમાં વિલીયમ બેન્ટિકના આગમન સુધી સતીપ્રથા જે સમાજમાં ગૌરવ અને પ્રતિષ્ઠા આપનારી ગણાતી તેને રોકવા અનેક પ્રયાસો થયા તેમ છતાં તેમાં સફળતા મળી ન હતી. ભારતમાં ગુજરાત, બંગાળ, ઉ. પ્રદેશ, પંજાબ તથા દક્ષિણના વિવિધપ્રાંતોમાં આ પ્રથાનો વિશેષ અમલ થતો. અંગ્રેજ સરકારને આ પ્રથા રોકવા સઘન પ્રયાસો કરવા પડ્યા. વિલિયન બેન્ટિકે નિર્ભયતાથી આ પ્રથા રોકવા પ્રયાસ કર્યો.

રાજા રામમોહનરાય તથા દ્વારકાનાથ ટાગોર જેવા ભારતીય સમાજસુધારકોએ તેમને આ વિચિત્ર પ્રથા નાબૂદ કરવા સહાય કરી હતી.

ઈ.સ. ૧૮૨૩ના ડિસેમ્બર માસમાં બેન્ટિકે જાહેર કર્યું કે આ પ્રથા અવૈદ્ય અને દંડનીય છે. દૃઢિચુસ્તોના વિરોધ વચ્ચે ૧૮૨૯ના ડિસેમ્બરની ૪થી તારીખે કાયદો પસાર કરી તેણે એક મહાન કાર્ય કર્યું તેથી આર. સી. મજમુંદાર નોંધે છે કે વિધવાઓને તેમના પતિ સાથે બળી મરવાનો રિવાજ જેને સતીપ્રથા તરીકે ઓળખવામાં આવતો હતો તેને નાબૂદ કરતો કાયદો કે જે નિ:શક માનવીય હતો તેને ઈ.સ. ૧૮૨૯માં પસાર કરાયો. પાછળથી ભારતમાંથી આશ્ચર્યજનક ઝડપે આ વિચિત્ર, અમાનુષી પ્રથાનો અંત આવ્યો અને હવે તે પ્રથા નામશેષ થયેલી જોવા મળે છે.

## પાઠનોંધ

૧. 'સાથે' ગુજરાતની જોડણીકોશ, પાંચમી આવૃત્તિ, ૧૯૬૭, પૃ. ૮૧૫.

૨. 'હલાયુધ્ધકોશ', પ્રથમ સંસ્કરણ, પૃ.૬૮૬.

૩. 'ભગવદસિંહજી, ભગવદગોમંડલ, ભાગ - ૯, ગોંડલ, ૧૮૫૫, પૃ. ૪૬૩.

૪. સચ્ચિદાનંદ ભટ્ટાચાર્ય, અ ડીક્ષનરી ઑફ ઈન્ડિયન હિસ્ટ્રી.

૫. દુર્ગાશંકર શાસ્ત્રી "ઐતિહાસિક સંશોધન", પ્રથમ આવૃત્તિ, ૧૯૪૧, પૃ. ૪૩.

Ansh - Journal Of History
A Peer Reviewed International Refereed Journal
E-JOURNAL (HISTORY) SINCE 2019
E-ISSN No. 2 5 8 2 – 0 4 6 X
International Journal For Research In Applied History
Website : https://ansh.shrihinglajenterprise.co.in/

૬. ઋ : ૪, ૨ : ૧૬-૧૯, ૧૦.૧૮.૮૯. અથ. , ૧૮-૩-૧ .
૭. રામાયણ : ૭.૧૭/૧૫.
૮. વારા : ૨-૬૫ / ૨૯. ૨.૬૬ / ૨-૧૩.
૯. એજન : ૪-૨૫ / ૩૯-૪૬.
૧૦. એજન : ૧૨૫ / ૩૦.
૧૧. સૈરન્ધ્યા : સૂતપૂત્રેણ સહદાહું વિશામ્પતિ: ।.
૧૨. મહમૌ : ૭ / ૧૮ - ૨૪.
૧૩. એજન : ૭ / ૭૩.
૧૪. જે. ડબલ્યુ મે, ક્રિન્ડલ, 'એન્સિયન્ટ ઈન્ડિયા', પૃ. ૬૯.
૧૫. પી. વી. કાણે, 'હિસ્ત્રી ઑફ ધર્મશાસ્ત્ર', ૫૬૨૬, ૬૨૭.
૧૬. મેધાતિથી – મનુ. પૃ. ૧૫૬.
૧૭. 'કથા' : ૧૦.૫૮.
૧૮. ઉરુભંગ : અં – ૧, પૃ. ૩૮.
૧૯. રઘુવંશ સર્ગ – ૧૭, શ્લોક – ૬.
૨૦. પાંડેય વિડેર, આર્યન રિલિજીયન એનસાયક્લોપિડિયા ઍન્ડ રીલિજીયસ ઍન્ડ એથિક્સ ભાગ –૨, પૃ. ૧૧ થી ૫૭.
૨૧. કે. એ. નીલકંઠ શાસ્ત્રી, 'એ કોમ્પ્રિકેન્સીવ હિસ્ટ્રી ઑફ ઈન્ડિયા', પુસ્તક – ૨, ૧૯૫૭, પૃ. ૬૯.
૨૨. જીમૂતવાહન : દાયભાગ, પૃ. ૪૬, ૫૬.
૨૩. દુ. કે. શાસ્ત્રી, 'ઐતિહાસિક સંશોધન', ૧૯૪૧, પૃ. ૪૪૧.
૨૪. સર રિચાર્ડ, ધ કેમ્બ્રિજ હિસ્ટ્રી ઑફ ઈન્ડિયા', પૃ. ૨૩૧, પૃ. ૪, ૧૯૫૭.
૨૫. વિદ્યાધર મહાજન અને આર. આર. શેઠી, ઈન્ડીયા સિન્સ ૧૫૨૬, પૃ. ૯૩, ભાગ – ૨, પૃ. ૧૫૧.
૨૬. રમેશચંદ્ર મજમુદાર, બ્રિટીશ પેરેમાઉન્ટ્સ ઍન્ડ ઈન્ડિયન રેનેશા, ભાગ – ૧, પૃ. ૪૨૨.
૨૭. મ. ર. પટેલ : ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં પ્રાચિન સંસ્કૃત સાહિત્યમાં નિરૂપિત નારી : મહાભારતના વિશેષ સંદર્ભમાં એક અભ્યાસ, અપ્રગટ મહનિબંધ, પૃ. ૨૫૦.